# સનની ફીસીયારી

(કળીયુગની કુંચી.) ભાગ ૧ લો.





રચી છપાવી પ્રસિદ્ધ કરનાર

**ડાહ્યાભાઈ બાબરભાઈ પટેલ.**

ઠે. રત્નદિપક–મથુરાદાસની ખડકીવાળા ઠાકરવાડ.

નડીઆદ.

આવૃત્તિ ૧૦ મી  સને ૧૯૧૮.  પ્રત ૨૦૦૦

ધી શારદા વિજય પ્રી. પ્રેસમાં શા. હરજીવન

અમરસીંગે છાપી—નડીઆદ.

કીંમત ૦–૦–૬.

---

## રત્ન-દીપકમાં મળતા પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | ફેશનની ફીસીઆરી ભા. ૧-૨ | કિં. ૦ ૧-૦ |
| ૨ | કીસ્મતી દુનિયા. | કિં. ૦-૦ ૬ |
| ૩ | સ્વરાજ્ય કીર્તન | કિં. ૦ ૦-૬ |

મળો યા લખો. -


**ડાહ્યાભાઈ બાબરભાઈ પટેલ.**

ઠે. રત્નદીપક-નડીઆદ

# ફેશનની ફીસીયારી.

## કે કળીયુગની કુંચી.

### ભાગ ૧ લો.

રાગ (સૈદા તારો ખુબ છે દાડો.) એ ટેક.

જમાનો તો બદલાયોરે. હુળાહુળ કળજુગ આવ્યોરે—એ ટેક
હિંદ તણા ઉદયને માટે અરજ કરૂં છું આજ—૨
સ્વાર્થીઆ મુરખને નહિ ફાવે, સાચે સાચી વાત,
વિચારવંતા વિચાર કરશો—૨ રે. જમાનો. ૧

ઉચ હુતા તે નીચ બન્યા કંઇ, નીચ તે ઉંચ મનાય-૨
ધર્મને નામે ધાડજ આવી, પાપને પંથ પળાય
અંધાધુંધ ધોળે દી આવ્યો—૨ રે જમાનો ૨

જે પ્રેમદા પડદે રહેનારી, તે ધરી લેડી પોશાક—૨
મીસ્તરના કર ઝાલી બજારે, માલી રહી છે અથાગ
અરે આડો આંકજ આવ્યો—૨ રે. જમાનો. ૩

નીતી રીતી આ નેવલે મુકી, ઉર અનીતિ ચહાય—૨
ફેશન બાઇને ફંદે ફસાયા, રંક ને મોટા રાય,
તોરા જઇ ટોપ જડાયો—૨ રે. જમાનો ૪

ઝેર ને વેર વધ્યાં વસુધામાં, વ્યસન વધ્યાં વિધવિધ-૨
ગાંજો અફીણ ને દારૂના બાટલ, હોટલમાં જઈ પીધ
ગાંઠેથી ગર્થ ગુમાવ્યો—૨ રે. જમાનો. ૫
જે નૃપને ગૃહ ચાંદી સોનાના, પાત્ર તણો નહીં પાર-૨
તે રાજમંદીરમાં જઈ જોતાં, દેખાય ઠારો ઠાર
લોખંડનો લાટ ભરાયો—૨ રે. જમાનો. ૬
મુદ્દલ ચેન પડે નહિ ચા વિણુ, ચાએ વાળ્યો દાટ-૨
રાયથી માંડીને રંક કહાવે, સૌને થયો સનિપાત
વિલાયતનો વાયુ વાયો—૨ રે. જમાનો. ૭
સેન્ટ લવન્ડર લેમ્પથી મોહ્યા, મોટરમાં મશગુલ-૨
બાઈશીકલને ભાઇ વર્યા છે-આપી મોં માગ્યાં મુલ
ગળે નેકટાઇ લગાયો—૨ રે. જમાનો. ૮
દાતણ બાવળનાં બદલાયાં બ્રસથી મોહ્યું મન-૨
અંજન મંજનમાં થઇ રંજન, ધુળ કરે છે ધન
ગણ્યો નવ જાય ગણાયો-૨ રે. જમાનો. ૯
ત્રાંબા પિતળનો પારજ આવ્યો, લોખંડ ઘેરે ઘેર-૨
જયાં નીરખો ત્યાં ટ્રેબલ ખુરસી, બીલોર ઠેરે ઠેર
યુરોપી ઠાઠ મચાયો—૨ રે. જમાનો. ૧૦
દેશનો વેશજ બેશ ન લાગે, વધ્યું વિદેશીથી વાલ-૨
બુટ પગે પાટલુન ચઢાવી, બન્યા ગોરાના બાલ
જાણે મેમ સાહેબનો જાયો—૨ રે. જમાનો. ૧૧

સ્ટોકીંગ કોલર કોટ ને જાકીટ, જોઇએ વિલાયતી સ્ટીક—૨
ચાંદલીએ ચસ્માં તો ચોટયાં ડાંસે બ્રાન્ડી ઠીક
ચીરૂટનો છે હડકાયો—૨ રે. જમાનો. ૧૨
" બી, એ, બનીને ભાઈ બીએ છે. બાઈ થકી ઘરમાંય—૨
બાહેર બીહ્વી થકીજ બીએ છે, તે શું ઉકાળે હાય
જનેતા—એ શીદ જાયો—૨ રે. જમાનો. ૧૩
જ્ઞાતીબંધન તોડવા માટે, સમાજીષ્ટો બતાવે જોર;
પ્રપંચ જાળ ફેલાવા જાતાં, ઉતર્યો તેમનો તોર.
આખર પ્રાયશ્ચિત લેવાયો—૨ રે
ધ્યાનત બગડી પશુપતિની તો વેચવા માંડયું દૂધ—૨
લક્ષ્મીની લાલચે લપટાઈ ખોઈ પોતાની બુધ
છાશનો તોટો જણાયો—૨ રે. જમાનો. ૧૫
શીશ થકી શીખા સટકી તે, હા લટકીજ લેલાટ—૨
નીચી નમી નમી શું સુચવે છે? વિદ્રતામાં ઉઠી વાટ
દેશની દાઝ ન લાવ્યો—૨ રે. જમાનો. ૧૬
ભણી ગણીને સૌ જન ઇચ્છે, નિર્લજ નોકરી ઉર—૨
સુર ને નુર ગુમાવી બેઠા, બની ગયા અસુર
ગુર્જરેશ્વરી ગાત્ર ગળાયો—૨ રે. જમાનો. ૧૭
ધીક: છે ધીક: છે એવા, દેશ દ્રોહીને ધીક્કાર—૨
ગોરી તજી ઘરની ગુણવંતી જોડી ગુણીકાથી પ્યાર
અરે જર ખુબ ઉડાવ્યો—૨ રે. જમાનો. ૧૮

ચીની ચલાણું પ્યાલા રકાબી, ફ્રાનસ ફુકકડ લીધ—૨
ફુટી જતાં ફુટી બદામ નાવી, ફોગટ ફેંકી દીધ
આંખે નવ જાય દેખાયો—૨ રે. જમાનો. ૧૯
વાજાં વીવીધ પ્રકારનાં લાવી, મુકયું ગજાવી મકાન—૨
બગડયું કે પછી બારજ વાગ્યા, તેનું મળે નહી ભાન
પૈસાપર પાણી ફીરાયો—૨ રે. જમાનો. ૨૦
એરંડીયું તો અદ્રશ્ય થયું ને, ગંધાતું ગ્યાસલેટ—૨
બેહદ આવી ભરાયું ઘરો ઘર, પાકી ઉઠયું જ્યાં પેટ
પાટો ક્યાં જાય બંધાયો—૨ રે. જમાનો. ૨૧
દેશની દોલત હાય વીદેશે, એ રીતે ચાલી જાય—૨
તોપણ આંખ ઉઘાડી ન દેખે, ક્યાંથી દેશોદય થાય
આવી દારીદ્ર ભરાયો—૨ રે. જમાનો. ૨૨
ચોળી મટીને પોલકાં પેટાં, પારસી ડ્રેસ પોસાય—૨
કંથ કહ્યાગરી કાન્તા મળે ના, વર વધુ વશ વરતાય
એ તે વર કે ? ઘર જાયો—૨ રે. જમાનો. ૨૩
"છાયલ છીંદડી ગયાં છુપાઇ, ગવનથી ગુલતાન—૨
ચુડી મટી ચતુરામાં વધ્યું છે, બંગડી બાઇનું માન,
કાને એરીંગ અડાયો—૨ રે. જમાનો. ૨૪
"બારીક વસ્ત્ર વપુએ ધારી નારી હૈયે હરખાય—૨
અંગ તમામ દેખાઇજ આવે. સુજ્ઞ જોઇ શરમાય
વેશ્યાનો વેશ ભજાવ્યો—૨ રે. જમાનો. ૨૫

રાંડી તે ઘર માંડી બેઠી, માંડી બાંધી પર પ્યાર—ર
ભકતાણી થઇ દેવ મંદીરમાં, કરે છે વ્યભીચાર
પતીવૃતાનો પારજ આવ્યો—ર રે. જમાનો. ૨૬
પાન ખાઇ પીચકારી મારે, રાખે મુખડું લાલ—ર
બારીએ બેઠી નારી એ બોલે, બોલે મુખથી બેતાલ;
મલાજો છેક મુકાયો—ર રે" જમાનો. ૨૭
લાયક ઉમરની લલના કહી. વૈધવ્યતાને થાય—ર
પુનર્લગ્ન કરવા તેનું, શાસ્ત્રની મુકી માઝાય
પત્રે ઢંઢેરો પીટાવ્યો—ર રે. જમાનો. ૨૮
બાળા વરસે બારજ કેરી, બાળકીમાંજ લેખાય—ર
જે રમી રાજી થતી ઢીંગલીએ તે ગર્ભવંતી થાય
સારા દી જાય કહાયો—ર રે. જમાનો. ૨૯
પાખંડીને પુરા પ્રેમથી પુજે, સાધુને ચીત ન ચાય—ર
ધર્મીને ધામે ધાડજ આવે, પાપી પનોતા થાય
દ્રષ્ટીએ જાય દેખાયો—ર રે. જમાનો. ૩૦
પાખંડ પ્રપંચ વૃદ્ધિ પામ્યા, ચોરી ચાડી જુઠ જાર—ર
સત્ય સરી પાતાળે પેઠું, જામી ગયો છે જુગાર
હશે શું દૈવને ભાવ્યો—ર રે. જમાનો. ૩૧
પૈસાદારને પ્રેમથી પુજે, પંડિત ના પુજાય—ર
હોય ભલે પછી તે બ્રહ્મવેત્તા, એવો ભરે અન્યાય.
ડોળીમાં જાય કળાયો—ર રે. જમાનો. ૩૨

પૈસા પડાવા પુત્રોને વેચે, પેખી પળીએલ કંથ–ર
અંગની શક્તિ ભંગ થઈ, જેના ડાચામાં ન મળે દંત
ઓખો કહી જાય ભોલાવ્યો—ર રે. જમાનો. ૩૩
પેપર માસીકમાં વળી છુટી નોટીસ બહુ નીરખાય–ર
વૈદ તણું જાણે વ્હાણુજ ફાટયું બની લુંટારા હાય.
અરે દેશ લુંટીને ખાયો—ર રે. જમાનો. ૩૪
ભપકાબંધ ભાષણો કરીને, લોકોને ફસાવે–ર
ભોળા બીચારા હિંદ વાસીયો, સારી રીતે લોભાવે
ધુતારાનો તાલ છે કેવો—ર રે. જમાનો. ૩૫
આડું અવળું સમજાવીને, દેશ બધો ધુતી ખાય–ર
એવા ધુતારા દેશમાં ફાટયા, માટે જાગો હાય
નહિતો દેશ ફોલીને ખાશે—ર રે. જમાનો. ૩૬
પાંચ દશ મિત્રો ઉભા થઈને, કંપની કાઢે છે–ર
ભાઈ મેનેજર સાળો એજંટ, કમીશન બનેવીનું આપે છે
યુક્તિએ શેરોવેચાવે, લોકોને રાખોડીચોળાવે–ર રે જમાનો.૩૭
કરજે નાણું કાડવા જાતાં, પુત્ર બને છે આપ–ર
દેવા પડે જ્યારે દામજ ત્યારે, બની બેસે છે બાપ
ભુંડે ભાર બોજ ગુમાવ્યો—ર રે. જમાનો. ૩૮
ચોર હતા તે શાહ બન્યા કંઈ, શાહ બીચારા ચોર–ર
વારજ ! ! તેની ખાડજ આવી ક્યાં કરવો જઈ શોર
ખરે બીજે ખેતને ખાયો—ર રે. જમાનો. ૩૯

નીચ સજી સણુગારજ સુંદર, ઘાલી ફરે ઘડીયાળ—ર
મારગમાં કદી સામા મળે તો કોણ કરે તે કાળ
હશે મોટા ઘરનો. જાયો—ર રે. જમાનો. ૪૦
મેળા ખેળામાં જઈ જોતાં, દીલ મારૂં દુખાય—ર
ઢેડને ભંગી સામા મળે તો, ધકકા મારી ઘુસી જાય
તોયે નહિ દુર ખસાયો—ર રે. જમાનો. ૪૧
દેવ વસ્યા જઇને ડુંગરામાં, મકકે સોહે પીર—ર
રામનું રાજ છતાં ગાડીઓમાં (અત્યંજ) આપે ભીડ
સુખેથી કંઈ ન કેવાયો—ર રે. જમાનો. ૪ર
કહેવાય ત્યારે ઠાકોર મોટા પણ ઠાઠ કીધો દુર—ર
કન્યા કુળવાનની નહિ લેતાં, જે પુરે પૈસા ભરપુર
તે પાસે હસ્ત લંબાવ્યો—ર રે. જમાનો. ૪૩
દેવ દીઠા ન ગમે દ્રષ્ટિએ તિરથ પ્રત્યે વેર—ર
સેલ સપાટે ભાઈ સીધાવે લાયક લંડન શહેર
વર્ષા વીતનો વરસાવ્યો—ર રે. જમાનો. ૪૪
હા સરદાર શુરા દીસે છે લઈ પટાકડું હાથ—ર
કાબર તેતર હોલા હણીને, ડુબાવે જગ નાથ
સુરો નહિ સિંહ મરાયો—ર રે. જમાનો. ૪૫
પુરૂષમાંથી ઘટયું પુરૂષાતન જામ્યું ત્રિયાનું રાજ—ર
બાઇ બીલાડી, ને ભાઇજ ઉંદર. એવું બન્યું છે આજ
બુરો બાળલગ્ન ભરાયો—ર રે. જમાનો. ૪૬

# મહાત્મા ગાંધીજીની સ્તુતિ.

(મારૂં મનડું વીંધાયું; રાણા શુંયે કરૂં–એ રાગ.)

સાચો હીરોરે મોંઘો સાચો હીરો.
ગાંધી " હીંદ દેવીનો " મોંઘો સાચો હીરો,
પ્રેમ અનેરો ઉરમાં સ્વદેશ પ્રત્યે રે.
જગવે ભારતને મોંઘો સાચો હીરો ગાંધી૦
જીવન અર્પ્યું પ્રેમે સ્વદેશ હીતમાંરે.
હિંદનો નાવીક ધીરો ધર્મ ધુરો; ગાંધી૦
સત્યાગ્રહમાં વીરે વીરતા બતાવી રે,
પ્રેમ વીલાસી પ્રભુ અમર કરો, ગાંધી૦
હિંદ દેવી.

( શ્રીમતી કુંવરબાઈ દેવજી મુંબાઇ )

ગે. હિંદુસ્તાન.



બેસી ગયાં ડાચાં બુઢીયાનાં શ્વેત થયા શીર કેશ–૨
તોય રીઝ્યો વળગી વ્યભીચારે, મુખપર ચોપડી મેંશ
કામી કામથી ન ધરાયો—૨ રે. જમાનો. ૪૭
માત પીતા થઇ પાળક પોતે, બાળકને દઈ બોધ–૨
પેટ નીમીતે પાપ કરાવે, કરી કારમો ક્રોધ
કહું શું ન જાય કથાયો—૨ રે. જમાનો. ૪૮
વાળ પરાયા થાય ભલે પણ, લે અસમાન મકાન–૨
પાળક બાળકનો થઇ પોતે ઘાલી એવું ઘમશાન
દેવામાં હાય ડુબાવ્યો—૨ રે. જમાનો. ૪૯
કોણ કવિના ભાવ પુછે છે, ભાંડ ભવૈયા ચાય–૨
થાય ખુશી નાયકાને નચાવી, વીત તેમાં વપરાય
કોવિદને કંઈ ન અપાયો—૨ રે. જમાનો. ૫૦
ઉત્તમ સાક્ષરના કરનાં પણ; પુસ્તક ના પોસાય–૨
નાટકમાં નાણું ખુબ ખરચે, ચીથરડાં ચીત થાય
સાહિત્યને ના શણગાર્યો—૨ રે. જમાનો. ૫૧
પાળી પોષી મોટા કીધા પુત્રો ઝાઝાં લડાવી લાડ–૨
વૃદ્ધપણે લાકડી લઈ ઉઠે, ભાંગે પીતાના હાડ
વળ્યો નવ જાય વગાડ્યો—૨ રે. જમાનો. ૫૨
નાટક સરકસ ને જાદુના, ખેલ વધ્યા વિધવિધ–૨
વીત હરી વસુધા પરથી હા, સૌને ભીખારી કીધ
ખરો કુછંદ લગાયો—૨ રે. જમાનો. ૫૩

શહેરમાં હોટલ ગામડે હોટલ, હોટલ હોટલ હોય–૨
વર્ણ અઢારે આવી ભરાઇ, ચા ને બીસકુટ ખાય
અભક્ષા ભક્ષ ઉડાયો—૨ રે. જમાનો. ૫૪
પાણી પવિત્ર ગણે ન ભુદેવો, ગામ ગમાતરે જાય–૨
પણ ભજીયાં કૈથાની દુકાનેથી, ખાંતે લઇને ખાય
અનાચાર આવી ભરાયો—૨ રે જમાનો. ૫૫
સૌ થકી ઉત્તમ દ્વીજ કહાવે, પણ થઈ બેઠા નીચ–૨
લક્ષ્મીની લાલચે લપટાઇ કરતા પ્રપંચી પેચ
દેખી ના જાય ખમાયો—૨ રે. જમાનો. ૫૬
વિપ્રો તો વળી છેક વંઠયા. જેથી ઘરોઘર અથડાય–૨
બ્રહ્મજ્ઞાન જાણે નહિ તો, ક્યાંથી તે પોષાય
પાયો મુળથી ખવાયો—૨ રે. જમાનો. ૫૭
બાવે તો વળી બે સ્ત્રી રાખી, ચેલે રાખી ચાર–૨
ખાખી તો ખોળતાજ ફરે છે, ચોળી મફતની છાર
લંગોટે લેખ લજાવ્યો—૨ રે જમાનો. ૫૮
નારી ગઈ સ્વધામ સીધાવી, સંપત્તિ પામી નાશ–૨
કે ભાઇ પોતે મુંડ મુડાવી, બેઠા લઈ સન્યાસ
ગૃહસ્થોને પાય પડાયો—૨ રે. જમાનો. ૫૯
કોઈ જમાત લઈ રખડે છે, રાખી રાજેશ્વરી ઠાઠ–૨
સિદ્ધ ને સાધક બેશ બનીને, વાળ્યો ગામેગામ દાટ;
મલીદા માલ ઉડાવ્યો—૨ રે. જમાનો. ૬૦

આચારનું નથી અંશજ જેમાં, જાણે ન શાસ્ત્રોનો ભેદ–૨
થાય તેની ગણત્રી જ્ઞાતિમાં, અંતર પામે ખેદ
સાધુ શેઠમાંય ગણાયો—૨ રે. જમાનો. ૬૧

પાખંડી દંભી બની બેઠા, સાચા સંત મહંત–૨
તેમણે તો ડખાપંચક કીધું, કાઢીને કલ્પિત પંથ
સારા જગને ભરમાવ્યો—૨ રે. જમાનો. ૬૨

આજ ગુરૂ એવા અવલોકી શકે સમાવી ન શોક–૨
પણ ધુતી ધન શિષ્યનું લેતાં પાકી મુકાવે પોક
વૃથા ગુરૂ નામ ધરાવ્યો—૨ રે. જમાનો. ૬૩

અંધ ગુરૂને શિષ્યજ બહેરો, એવું બન્યું છે આજ–૨
તેમ છતાં બની સિદ્ધના બેટા, ખાલી કરે પતરાજ;
દેખી મમ દીલ દુખાયો—૨ રે. જમાનો. ૬૪

ભારત ભાગવત કે રામાયણ, રૂડી રીતે વંચાય–૨
ત્યાં જઈ સાંભળતાં ઉંઘ આવે, મારે ગપાટા ગામમાંય
સારી રાત જાય જગાયો—૨ રે. જમાનો. ૬૫

ચાર ઘડી ચીત ઠારવા માટે, દેવ મંદીર ગણાય–૨
ત્યાં પણ રંગીત પારણાં ઝુલે, દેખું ઘોડા ને ગાય
ભોંભોં શબ્દ જાય સુણાયો—૨ રે. જમાનો. ૬૬

ઘટી ગયો કસ ભૂગોળમાંથી, ઘટયો સંબંધીનો સ્નેહ–૨
વળી સ્વાદ ઘટયો ઘૃતમાંથી, ખરેખર ઉતરે આછા મેહ.
દગાથી દોસ્ત મરાયો—૨ રે. જમાનો. ૬૭

કોઇ તણા મનમાં નવ દેખું, અંશ દયાનો લગાર -૨
જ્યાં ને ત્યાં હું નજરે નિહાળું, તામશનો ભંડાર
ખરે કંઇ આવી ભરાયો-૨ રે. જમાનો. ૬૮

કેતાં આ રસના પડે તુટી, આવ્યો આડો આંક-૨
કેલી કરે કાકી ભત્રીજો ટાંકુ અસત્ય ન ટાંક
પ્રભુ જાણે ક્યાંય છુપાયો-૨ રે. જમાનો. ૬૯

રેણુજા કૃત્યા સત્તયુગે ત્રેતામાં સિનાય-૨
દ્વાપરમાં જઇ દ્રુપદ સુતા, આજ ઘરો ઘર હોય;
દેખું દ્રગથી કૃત્યાઓ--૨ રે. જમાનો. ૭૦

જે ગુજરાત વિશેષ હતી હા, લક્ષ્મીની લીલા લ્હેર-૨
ત્યાં ભટકે છે ભીખારીનાં ટોળાં, આવીને ઘેરે ઘેર
ઉઘાડે અંગ દીખાયો-૨ રે. જમાનો. ૭૧

ભાગ્ય ભલાં કે ભારતમાંહી, પાકે અફીણ કપાસ-૨
ત્રીજી તંબાકુએ રંગ રાખ્યો, નહિતો થાત નીરાશ
તથાપી ના સમજાયો-૨ રે. જમાનો. ૭૨

"ધન્યછે ધન્યછે" ઇંગ્લીશરાજ્યને, ધન્યછે"(જ્યોર્જ)"રાજન-૨
પ્રજાનાં દુઃખ દુર કરવાને, આનંદે ઉછાળો મન
રામચંદ્ર સમ કીર્તી ફેલાવો—૨ રે. જમાનો. ૭૩

ચેતો ચેતો ચીતમાં નરનારી, બાજી હજી છે હાથ—૨
દેશની દોલત દેશમાં રે'વા, હુન્નરથી ભીડી બાથ
કરો ઉન્નતીના ઉપાયો—૨ રે. જમાનો. ૭૪

સુંય કથુ કથવાનું ઘણું છે, કે'તાં નાવે પાર—
'શારદા' ને 'મેરી' માતાની સ્હાયથી, ટુંકામાં ટોંકયો સાર;
લેજો સમજી બેન ભાઇઓ—૨ રે. જમાનો. ૭૫

વૃક્ષનું મુળ ખવાયજ આવે, તો તે રહે શું ટટાર—૨
તેમ વિદેશી મોહ ટળ્યો નથી ત્યાં લગી થાશો ખુવાર.
સ્વદેશીએ રાસડો ગાયો—૨ રે. જમાનો. ૭૬

( સંપૂર્ણ. )



આફ્તરનું

# અમૃતબિંદુ.

( અસલ માલ. સરકારી રજીસ્ટર્ડ નં. ૮૪૧-૧૦ વાળ

સઘળા પ્રકારનો શરીરનો દુખાવો, લકવો, સંધીવા દુ સુક, ઉલટી, ઝાડા, મરડો, અરૂચી, અજીર્ણ, ખાંશી, દમ સલેખમ, સરદી, માથાનો દુખાવો, દાંત કે દાઢનું કળતા અવાળુંનો દુખાવો, મોંમાંથી દુર્ગંધ છુટવી, મળચ આ કાનનું પાકવું, પરૂ વહેવું, આંખો દુખવી, શરીરે આવવા, ઘા લાગવા, ઘસારા પડવા, હાથ પગમાં ચીરા પ લોહીનું નીકળવું, ઘાનું પાકવું, ઘામાં જીવ પડવા, નાસુર, પીનસ, સુસ્તી, બેચેની, નબળાઈ, નામર્દાઈ, પ્રમેહ, ચાંદી, વીસ્ફોટીક, ખરોલ, અંડવૃદ્ધિ, પ્રદરરોગ, પણ જાતનો તાવ, વાળો, ન્હારૂ, વિગેરે અનેક રોગ એકજ દવાથી તત્કાળ દુર થાયછે, વળી ભમરી. મધ વીંછી વિગેરેના ડંખ ઉપર આ એક જાદુઈ દવા છે. માં મચ્છર, વંદા, કરોળીયા, કસારી, ઉધેઈ વિગેરે નુકશાન જંતુનો નાશ કરે છે. કીંમત રૂ. ૧ાા. ત્રણ શીશ ૪ા. અને ૬ શીશીના રૂ. ૮). ટપાલ ખર્ચ હમા છે. ગ્રાહકોને આપવું પડતું નથી

વિલાયતી દવાની અશી દુકાને વેચાય વિગતવાર ચોપાનીયા માટે નીચેને સી સીરનામું-અમૃતબિંદુ ઓફીસ-નડી